અખંડિત રાખી શક્યા હતા

ધન્ય લોકોત્તર પુરૂષોનીએ લોકોત્તર માનસિક દશાને !!

અન્તિમની સાવધાન સ્થિતિ—

પણ એટલામાંજ તેઓશ્રીની કાયપ્રકૃતિ વધુને વધુ પરિવર્તન પામવા લાગી ૮ કલાકનું વૃત્ત લાગુ પડેલ દદ તે અવસરે વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે, તે અગાઉ તેઓશ્રીનું જુનું શ્વાસનું દરદ ઉપડયું શીઘ્રગતિયે શ્વાસ ચાલુજ રહ્યો વાતાવરણમાં વધુ ગભીરતા આવી, સૌ સાધુ-શ્રાવક સમાજના મુખપર વિષાદની વધુ ઘેરી છાયા આ બનાવથી ફરી વળી ઔષધોપચાર ચાલુ હોવા—છતાંયે પૂજનીય સૂરિદેવની કાયિક પ્રકૃતિમાં પરિવર્તન ન આવ્યું શ્વાસનું દરદ વધુ ગભીર બનવા લાગ્યું પૂજનીય ગુરૂદેવને આ પરિસ્થિતિ તદ્દન અસ્પૃશ્ય રહી હતી. સ્હેજ ચિન્તા કે અન્ય વિચારણાઓ તેશ્રીમદ્‌નેજ હતીજ નહિ, સિવાય સમાધિ માટેનું અપૂર્વ આત્મચિન્તન. શ્રાવકસમાજ, ઔષધનાં ઉપચારોને માટે અતિ ઉત્સુકપણે પ્રયત્નો ચાલૂ રાખ્યાજ કરતો, પાલડીની જનરલ હૉસ્પીટાલના ડૉક્ટરને પણ શ્રાવકસમાજે પૂજનીય સૂરિદેવની કાયિક પ્રકૃતિને જોવાને બોલાવ્યા હતા એ ડૉક્ટરે પૂજનીય ગુરૂદેવને સારૂ ઔષધોપચાર કરવાને કહ્યું

શ્વાસોશ્વાસની તીવ્રતાથી પૂ૦ પરમગુરૂદેવે પોતાના જીવનકાલની અસ્તિતાનું માપ કાઢીનેજ રાખ્યું હતું, સમય આવી લાગ્યો હોય એવું સ્પષ્ટદર્શન તેઓશ્રીને થવા લાગ્યું તેઓશ્રીએ તૂટતા શબ્દોમાં ધીરતા અને પ્રસન્નતાપૂર્વક તે અવસરે ફરમાવ્યું કે–'બસ હવે મુસાફરી પૂર્ણ થવા આવી છે સમાધિમાં રાખનારા શબ્દો મને સંભળાવ્યા કરવા હું શુદ્ધિમાં છુ મારાથી બોલી શકાતું નથી'

પૂ૦ સૂરિદેવના આ શબ્દો તેઓશ્રીની પરિચર્યામાં ત્યાં બેઠેલ સાધુ અને શ્રાવકવર્ગના શોકમાં વધારો કરનારા નીવડ્યા સૌના

મુખપર શ્યામતા પથરાઈ ગઈ, વાતાવરણની ગભીરતામાં ઓર વધારો થયો. ડૉક્ટર, વૈદ્ય આદિ સઘળાયે તે વેળાયે પૂ૦ સૂરીશ્વરની આવા પ્રકારની અનુપમ સાવધાન દશાને જોઈને નવાઈને પામ્યા ડૉક્ટર આદિએ, તે વેળાયે ગભર વિગેરે અણાહારી દવા આપવાને સૂચવ્યુ તા'કાલિક ગરમીને આલુવા માટેના તે અણાહારી ઔષધને માટે, ત્યાં રહેલ સૌએ એકમત દર્શાવ્યો પણ તે વેળાયે પુન સૂરિદેવે ધીરે સ્વરે ગ્ગકતી વાણીમાં સૂચવ્યુ કે—

હવે એ બાહ્ય ઉપ ચારો કરવાની જરૂરજ નથી. મને સમાધિ માટે સભળાવવુ ચાલુ રાખશો હું સર્વે કોઈને ખમાવુ છુ

વધુ બોલવાની ઇચ્છા હોવા છતાંયે, બસ આટલા શબ્દોચ્ચાર બાદ તેઓશ્રી કાંઈજ ન બોલી શક્યા છતાંયે હાથના ઇસારાથી આરાધના તેમજ સમાધિ ટકી રહે તે માટે સ્તવન-સ્વાધ્યાયને સાંભળવાને સૂચવતા હતા, સમાધિને અખંડિત રાખવાને સારૂની તેઓશ્રીની ઉત્સુક્તા અતિ પ્રમાણમાં હતી આ સ્થિતિ લગભગ રગ સમય નવ અને દસ મીનીટ સુધી રહી ત્યાર બાદ તેઓ શ્રીમદ્ના નેત્રો મીંચાવા લાગ્યા, બરોબર નવને બાર તેર મીનીટના સમયે એ પૂજનીય સાધુચરિત સૂરિદેવનો આત્મા પૂર્ણ સમાધિપૂર્વક વિશાલકાય સાધુસમાજ અને ભક્તિ-વાસિત અગણ્ય શ્રાવક-શ્રાવિકાસમાજને રડતકતો મૂકીને મર્ત્યલોકમાંથી વિદાય થયો.

અનેક ગુણોમાના બે ગુણો—

પૂજનીય સૂરીશ્વરના મૃત્યુકાળની આસપાસમાંના આ પ્રસગો, તેઓશ્રીના જીવનની અનુપમ સાધકદશાનો સુન્દર ખ્યાલ આપી શકે તેમ છે જીવનભરની ઉત્તમ સાધનાઓના પ્રતાપેજ પૂજ્નીય ગુરુદેવની અન્તિમ ઘડિઓ આ રીતિયે અનુપમ અને અખડ જાગૃત દશામાં પસાર થઈ શકી જીવનભરની તીવ્ર સાધકદશા અને જાગૃત

શ્રુતિ વિના આવી પરિસ્થિતિમાં ધીરતા તેમજ સ્વસ્થતા રહેવી એ લગભગ દુ શક્ય જ કહી શકાય જ્યારે પોતાનો વિશાળ સાધુપરિવાર પોતાથી દુર પ્રદેશમાં હોય અને ફક્ત સાત આ. સાધુના પરિવારની વચ્ચે પોતે મૂકાય, અન્તિમ અવસરના એ વસમા પ્રસંગે સમાધિ અને આત્મભાવની જાગૃતિ રહેવી એ તેઓ શ્રીમદ્‌ને માટે જ સંભાવ્ય ગણી શકાય

તેઓ શ્રીમદ્‌ના જીવનની આ સામાન્ય નોંધને અને શબ્દોમાં રજુ કરવાનું મુખ્ય કારણ, તેઓશ્રીના અસાધારણ વ્યક્તિત્વને સમજવા માટેનું છે તેઓશ્રીના અનુપમ કોટિના ગુણોએ, તેઓ શ્રીમદ્‌માં માટે જ મહત્તા આણી હતી એ સઘળાયે ગુણોનું પૃથ ક્કરણ કરીને તેના વિસ્તૃત વિવેચનમાં ઉતરવાનું સામર્થ્ય મારામાં નથી ત્યારે કહેવું જોઇએ કે—પૂજ્નીય સૂરિદેવના જીવનમાં તાણા-વાણાની જેમ મકળાયેલ ગુરૂપ્રેમ અને અસાધારણ નિખાલસતાએ, તેઓ શ્રીમદ્‌ને સાચે જ વંદનીય વિભૂતિ' તરીકેની કોટિમાં મૂકેલ હતા

## સ્વ-પર સિદ્ધાન્ત વેદિતા—

સમર્થ વિદ્વાન અને શાસનપ્રભાવક વિશાલકાય સાધુસમુદાયના જે શિરછત્ર અને એકછત્રી આધિપત્યને 'અખંડ રીતિયે પૂજ્નીય સૂરિદેવ ભોગવવાને ભાગ્યશાળી બન્યા હતા, તેના મૂળ કારણ તરિકે પણ તેઓ શ્રીમદ્‌ની અસાધારણ નિખાલસતા અને મહતાજ કહી શકાય તપોજીવી પૂજ્નીય સૂરિદેવના જ્ઞાન ગુણને અંગે પણ અમુક પ્રકારની વિશિષ્ટતા ચોક્કસ તરવરતી હતી પૂજ્નીય ગુરૂદેવ જે વિષયનો અભ્યાસ હસ્તગત કરે છે તે વિષયનો તેઓ શ્રીમદ્‌નો પડતો બોલ ટકશાલ બનતો. માટેજ જ્યોતિષના વિષયમાં તેઓશ્રીનું જ્ઞાન તેઓ શ્રીમદ્‌નો અનુભવ સૌ કોઇને માટે માન્ય અને સ્વીકાર્ય ગણાતો કોઇપણ કારણે પ્રતિસ્પર્ધીભાવને

પામેલાએ. પણ તેઓ શ્રીમદ્‌ના આ વિષયના અનુભવને પ્રમાણભૂત ગણતા

દીક્ષા પ્રતિષ્ઠા આદિના મુહૂર્તો માટેના લેવામાં ઉઠેલો નિર્ણય પૂજનીય સૂરિદેવનોજ સ્વીકાર્ય ગણાતો જૈન કે ઈતર સમાજના તે વિષયના નિષ્ણાતો અને અનુભવીઓ તેને અંગે પૂજનીય સૂરિદેવની સેવામાં આવીને ચોક્કસ નિર્ણયો મેળવી જતા પરમેષ્ઠિના ત્રીજા મહામૂલ્યવાન જવાબદાર સ્થાનને માટેની અનેક પ્રકારની જવાબદારીઓને અદા કરવાને સારૂ પૂજનીય સૂરિદેવ ખૂબજ કડક અને ઉગ્ર મનોવૃત્તિના હતા એથીજ તેઓ શ્રીમદ્ આચારધર્મની પાલનાને વધુ મહત્વ આપતા અપ્રમાદદશા વિહાર, વિગેરે સાધુ જીવનની સામાન્ય કે વિશેષ આચારપાલનાને માટે તેઓશ્રીએ પોતાના જીવનકાળ દરમ્યાન કદિયે ઉપેક્ષાવૃત્તિ દાખવીજ નથી શરીરનો બાંધો સામાન્ય રીતિયે સ્થૂલ હોવા છતાંયે, વિહાર માટે તેઓશ્રીને રહેજ પણ કંટાળો આવ્યોજ નથી અનેક પ્રતિકૂળતાઓનો સામનો કરીને પણ તેઓશ્રીએ ભારતવર્ષના ચારે ખુણાને પાદવિહારથી પવિત્ર કરેલ હતા પંજાબ બંગાલ રાજપુતાના, મારવાડ મેવાડ માળવા ગુજરાત કાઠીઆવાડ, કોંકણ મહારાષ્ટ્ર વિગેરે સઘળાયે પ્રદેશોની સ્પર્શના પૂજનીય સૂરિદેવે કરી હતી

આટલો સતત વિહાર અને સતત આચારધર્મનું પાલન છતાંયે સૂત્રસિદ્ધાન્તોના અભ્યાસ અને પરિશીલન તેઓશ્રીમદે જીવનની અન્તિમ પળો સુધી ચાલુજ રાખેલ હતા પૂજનીય સૂરિદેવની સ્મરણ શક્તિ પણ ખૂબજ સતેજ હતી, કે જેથી એ પરિશીલનના પરિપાકરૂપે સઘળીયે શાસ્ત્રીય વિગતો પૂજનીય ગુરૂદેવને લગભગ કંઠસ્થ જેવી હતી

વિધિ વિધાનોની બાબતો તેમજ અન્ય પણ અનેક શાસ્ત્રીય વિષયો ને અંગેની સૂચનાઓના પ્રસંગોને તેઓશ્રીમદ્ તદ્દન સ્પષ્ટપણે ઉકેલી દેતા પૂજનીય સૂરિદેવની એ અદ્‌ભૂત સ્મરણશક્તિ અને

...ષ્ય-પ્રશિષ્ય સાધુસમુદાય, એ પણ તે પૂજનીય સાધુચરિત ...ગીર્ય સૂરિવરનુ અલૌકિક અને અજોડ સભારણુ છે

પૂજનીય સૂરિદેવના જીવનની કેટલીક વિગતોને સ્પર્શીને ...અન્તે આ રીતિયે આ નિબધ પૂર્ણ કરવોજ રહ્યો તેઓ શ્રીમદ્દના જીવનને લગતી કેટલીયે વિગતો હજીયે અપ્રકટજ રહેવા પામી છે, સાધન અને સયોગોની અનુકૂલતાના અભાવે હાલ આનાજ સતોષ માનવો પડે છે અન્તે પૂજનીય સાધુચરિત સ્વર્ગીય પરમ ગુરૂદેવ સૂરિવરના જીવનના મૂલ્યને મોલવવાને સારૂ એક લેખકની આ પક્તિઓ બસ થઇ પડશે—

' અપૂર્વ જ્ઞાનપ્રિયતા, અસાધારણ વિદ્વત્તા, કઠોર વ્રતપાલન, આ ત્રિવેણી સગમના દૃષ્ટાન્તભૂત શ્રીમદ્-વિજયદાનસૂરિજી, આધુનિક શ્રમણતાના ઇતિહાસમા અગ્રગણ્યમાના એક છે ”

## 'અમરતપો એ સાધુચરિત સૂરીશ્વરજી”

...ર્તિક શુક્લા-૫ સૌભાગ્યપચમી વિ૦સ-૧૯૯૬ વી૦સ-૨૪૬૬, ) પૂજ્યપાદ પરમશાસનપ્રભાવક આચાર્યદેવ શ્રીમદ્વિજયરામચન્દ્રસૂરિ—વિનેયાણુ
મુનિ કનકવિજય
ભૂલેશ્વર, લાલબાગ, મુબાઈ-૪
તા ૬-૧૧-૩૯ ગુરૂવાર



# પૂ. આચાર્યશ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈનગ્રન્થમાલા

પ્રાપ્તિસ્થાન-મા. હીરાલાલ રણછોડભાઈ, ગોપીપુરા—સુરત

| ગ્રન્થાંક નામ | કિંમત |
|---|---|
| ૧ મૌન એકાદશી કથા પદ્ય | ૦—૧—૦ |
| ૨ યવરાજર્ષિ કથા પદ્ય | ૦—૧—૩ |
| ૩ શ્રી શ્રીપાલચરિત્ર પદ્ય | ભેટ |
| ૪ શ્રીઉપધાન વિધિ | ભેટ |
| ૫ શ્રીસામાયિકસૂત્ર વિધિસહિત | ભેટ |
| ૬-૭-૮ શ્રીનિશીથચૂર્ણિ સભાષ્ય [સાઈકલોસ્ટાઈલ કોપી] | |
| ૯ શ્રીપ્રતિક્રમણ સૂત્રપદ વિવૃતિ | ૦—૬—૦ |
| ૧૦ શ્રીયોગશાસ્ત્ર [આન્તરશ્લોક અને ઉપયોગિશ્લોકયુક્ત] | ભેટ |
| ૧૧ શ્રીપિંડવિશુદ્ધિ સટીક | ૧—૧૮—૦ |
| ૧૨ શ્રીજિનગુણગાન અમીધારા સ્તવનાવલી | ભેટ |
| ૧૩ વિવિધ પ્રશ્નોત્તર ભાગ બીજો | ભેટ |
| ૧૪ સુનંત ઋષિ કથા | ભેટ |
| ૧૫ લઘુપ્રવચનસારોદ્ધાર | ભેટ |
| ૧૬ આવશ્યક નિર્યુક્તિ દીપિકા [શ્રી માણિક્યશેખરસૂરિકૃત] | |
| ૧૭ પ્રાચીન સજ્ઝાય કર્ણિકા | ૦—૨—૦ |
| ૧૮ સ્વાધ્યાયદોહન [પ્રાચીનસૂરિકૃતબ્ધ જિનસ્તવનાદિ સંગ્રહ] | |
| ૧૯ પ્રાચીન સજ્ઝાય તથા પદસંગ્રહ ભા ૧ લો | ૦—૧૨—૦ |
| કુબેરદત્તા (ગુજરાતી) | ૦—૧—૦ |
| રાજર્ષિપ્રસન્નચંદ્ર ,, | ૦—૧—૦ |
| આદર્શ આર્યા ,, | ૦—૧—૦ |
| નવસ્મરણસૂત્ર | ૦—૧—૦ |



પૂ. સકલાગમરહસ્યવેદી પરમગીતાર્થ સૂરિપુરંદર આચાર્યદેવ

## શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજા



જન્મ વિ. સં. ૧૯૨૪      દીક્ષા વિ. સં. ૧૯૪૬

સૂરિપદ વિ. સં. ૧૯૮૧    ☆    સ્વર્ગગમન વિ. સં. ૧૯૯૨

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ સ્વ આચાર્યદેવ શ્રીમદ્

# વિજયદાનસૂરીશ્વરજી મહારાજાએ

શ્રીમાન્ સરકાર મહારાજા સાહેબ શ્રી

# સયાજીરાવ ગાયકવાડની

ઉત્કટ ઇચ્છાથી ખાસ તેમને "લક્ષ્મીવિલાસ" રાજમહેલમા

# સંભળાવેલા વ્યાખ્યાનોનો સાર

: પ્રથમ ભાગ

## વ્યાખ્યાન પહેલુ

દેવ-ગુરૂ-ધર્મનુ
સામાન્ય વર્ણન

### मगलाचरणम् ।

भवबीजाङ्कुरजनना, रागाद्या क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ १ ॥

અર્થ-સંસાર રૂપ બીજના અંકુરાને પેદા કરવાવાળા જે રાગદ્વેષાદિક તે જેમના ક્ષય થયા છે—એવા દેવ નામથી બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, અથવા મહાદેવ હોય કે જિન હોય, જે હોય તેમને નમસ્કાર થાઓ.

**શ્રીમાન્ ગાયકવાડ સરકાર મહારાજા તથા સભ્યજનો!**

આપની ધર્મવિષયક શ્રવણાભિલાષા થવાથી અમો આનંદિત થયા છીએ ગુરૂકૃપાએ મને જે કંઈ પ્રાપ્ત થયેલું છે, તેમાંથી હું કાંઈક કહેવા માગુ છુ એ વિષયનો વિચાર કરવો તે તો આપ સત્પુરૂષોને આધીન છે, માટે આપ શાંતપણે શ્રવણ કરશો તથા યોગ્યાયોગ્યનો વિચાર કરશો

---

१-महादेवस्तोत्रम्

**ધર્મની વિમુખતા અને પાપની રસિકતાથી દુ ખ**

આ દુનિયામા જીવોને જે કાંઈ સુખ-દુ ખાદિ પ્રાપ્ત થાય છે, તેના કારણો તપાસીશુ તો પૂર્વકૃત-કર્મ અથવા ઉત્કટપણે કરેલા વર્તમાન કર્મ યોજ આપણી નજરે જોવામા આવશે આ વાત અનેક મહાત્માઓ તરફથી પણ ચોક્કસ થઈ ચૂકેલી છે, છતાં શ્રદ્ધા વિનાના જીવોના વર્તન વિપરીત જોવામા આવે છે જેમકે-

"धर्मस्य फलमिच्छन्ति, धर्मं नेच्छन्ति मानवा ।
फल पापस्य नेच्छन्ति, पाप कुर्वन्ति सादरा ॥ १ ॥"

ધર્મથી સુખ અને પાપથી દુઃખ પ્રાપ્ત થાય છે, એ સર્વસામાન્ય સિદ્ધાંત છે છતા લોકો સુખની ઇચ્છા તો જરૂર કરે છે, પરતુ ધર્મના વર્તનથી ઘણાજ દૂર રહે છે દુ ખની ઇચ્છા કરતા નથી ને પાપ કરતા પાછુ વાળીને જોતા પણ નથી એવા લોકોને સુખની પ્રાપ્તિ ક્યાથી હોઈ શકે? એ ઘણું વિચારવા જેવુ છે

હવે સામાન્યપણે ધર્મનું કારણ કયુ છે, તે આપણે વિચારીએ -

"श्रूयता धर्मसर्वस्वम्, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मन प्रतिकूलानि, परेषा न समाचरेत् ॥ १ ॥"

મહાત્માના આ વચનથી આપણે વિચારવાનું એ જ છે કે-આપણા આત્માને પ્રતિકૂલતાથી જેવુ દુ ખ થાય છે તેવુ પ્રતિકૂલતાથી બીજા જીવોને પણ દુ ખ અવશ્ય થાય છે જ એ પ્રતિકૂલતાથી આપણે તેમને અવશ્ય બચાવવા, એજ સામાન્યપણે ધર્મનો સાર ગણાય આ વચનનો વિચાર કરી જોતા, રાજ્યનીતિને અને સામાન્ય નીતિને અગીકાર કરીને એ પ્રમાણે વર્તવાથી ગૃહસ્થોને પણ સારો લાભ થવાનો સંભવ છે

---

૧-મહાભારત

## કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી

અપરાધી જીવોને ન્યાયપૂર્વક યોગ્ય શિક્ષા કરવી એ નીતિ છે, પણ નિરપરાધી જીવોને ઘાતાદિકથી દુખી કરવા એ તો નીતિથી પણ બહાર ગણાવુ જોઈએ ઘાતાદિક કરનારને તેનું ફલ ભોગવવુ જ પડે છે રાજા હોય કે રક હોય પરતુ તેમા કોઈનો કશો પણ ઉપાય ચાલે તેમ નથી ' સુભાષિત-રત્નભાડાગાર "માં કહ્યુ છે કે -

" जात सूर्यकुले पिता दशरथ , क्षोणिभुजामग्रणी ।
सीता सत्यपरायणा प्रणयिनी, यस्यानुजो लक्ष्मण ॥
दोर्दण्डेन समो न चास्ति भुवने, प्रत्यक्षविष्णु स्वयम् ।
रामो येन विडम्बितोऽपि विधिना, चान्ये जने का कथा ॥१॥"

અર્થાત્-જે મહાત્મા સૂર્યકુલમા ઉત્પન્ન થયા છે, જેમના પિતા દશરથ છે અને જે સવ રાજાઓમાં અગ્રેસર છે સત્યમા તત્પર એવી સીતા જેની સ્ત્રી છે તથા લક્ષ્મણ જેમના નાના ભાઈ છે, પોતે પ્રત્યક્ષ વિષ્ણુ રૂપ છે જેની ભુજાના બળ સમાન બીજુ કોઈ બલવાન નથી, એવા જે રામચદ્રજી-તેમની પણ કમરાજાએ વનવાસાદિક અનેક પ્રકારની વિડમના કરી, તો પછી બીજાઓને માટે તો કહેવુ જ શુ ?

આ વાક્યથી પણ એ જ વાત સિદ્ધ થાય છે કે-કર્યાં કર્મ આગળ કે પાછળ ભોગવ્યા વિના છૂટકો નથી માટે મહાત્માઓએ આપણને જે જે અનીતિઓથી દૂર રહેવા ફરમાવ્યુ છે, તે તે અનીતિઓથી શકયતાના પ્રમાણમા આપણે આપણો બચાવ કરવો, એ જ આપણા કલ્યાણનો ખરો માર્ગ છે

## દેવસ્વરૂપ સબધી વિચાર

તે માર્ગ તેના પ્રવર્તકોથી જ પ્રાપ્ત થાય છે, તેથી એ પ્રવર્તકોના સ્વરૂપને જાણવાની આવશ્યકતા છે એ માર્ગના મુખ્ય પ્રવર્તક

એ છે પ્રથમ પ્રવર્તક પરમદેવ તરિકે ઓળખાય છે તે અને બીજા તેમના કથનાનુસાર વર્તન કરનારા તથા લોકોને તેવી પ્રવૃત્તિ કરાવનારા સાધુના સ્વરૂપથી ઓળખાય છે તે આ દેવ-ગુરૂએ કથન કરેલો માર્ગ તે ધર્મ. એ ધર્મ શી વસ્તુ છે, તે આ ત્રણેનું સામાન્યપણે સ્પષ્ટીકરણ કરવાથી જાણવામા આવી શકશે

દેવ શબ્દનો અર્થ અનેક પ્રકારે કરી શકાય છે, પરતુ જે પરમ તત્ત્વને પ્રકાશ કરનાર દેવ, તે જ પરમ દેવ છે જેમના વિશ્વાસથી જેમના વચનોનો સ્વીકાર કરી સુવિવેકી દુનિયા પ્રવૃત્તિ કરી રહી છે તે દેવ કોણ હશે ? તેમના વર્તન વિષે તથા તેમના સ્વરૂપ વિષે આપણે કેવા પ્રકારે જાણી શકીયે ? કારણ કે-તે પરમ દેવમાથી હાલ કોઈ પ્રત્યક્ષ જોવામા આવતા નથી ૧૪૪૪' ગ્રથના કર્તા શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે 'લોકતત્ત્વ નિર્ણય"મા કહ્યુ છે કે-

"प्रत्यक्षतो न भगवानृषभो न विष्णु-
रालोक्यते न च हरो न हिरण्यगर्भः ।
तेषां स्वरूपगुणमागमसप्रभावात्
ज्ञात्वा विचारयत कोऽत्र परापवादः ॥ १ ॥"

આ વચનથી સિદ્ધ થાય છે કે-શ્રી ઋષભદેવ વિષ્ણુ મહાદેવ બ્રહ્માદિ કોઈ દેવ પ્રત્યક્ષ નથી માત્ર તેમનુ સ્વરૂપ, તેમના ગુણ, તેમના તરફથી પ્રવૃત્ત થયેલાં આગમો (શાસ્ત્રો) થી જ આપણે જાણી શકીશુ અને તેમના આપ્ત-અનાપ્ત( સર્વજ્ઞાસર્વજ્ઞ )પણાનો વિચાર કરી શકીશુ એ વિના બીજુ કાંઈ પણ સાધન નથી

હવે એ દેવના સામાન્ય લક્ષણો કહ્યા પછીથી જો નિષ્પક્ષપાતપણે એ સંબધમાં વિચાર કરવામા આવશે તો, જરૂર તેના યોગ્યાયોગ્યપણાનો વિચાર કરી શકાશે સામાન્યપણે શ્રી જિનમંડનગણિ કૃત "કુમારપાલ પ્રબધ"માં દેવના લક્ષણો એવા કહ્યા છે કે-

"अन्नाणकोहमयमाण,–लोहमायारइअअरइअ ।
निद्दासोअअलिया,–वयणचोरीयामच्छरभयाइं ॥ १ ॥

"पाणिवहपेमकीडा, पसंगहासा य जस्स इइ दोसा ।
अट्ठारस विप्पणट्ठा, नमामि देवाहिदेवं तं ॥ २ ॥"

અર્થાત્-અજ્ઞાન, ક્રોધ મદ, માન લોભ માયા, રતિ અરતિ, નિદ્રા શોક, અસત્ય ચોરી મત્સર, ભય, પ્રાણિવધ પ્રેમ ક્રીડા, અને પ્રસંગહાસ્ય એ અઢાર દોષ જેમના નાશ પામ્યા છે, તે દેવાધિદેવને હું નમસ્કાર કરું છું વળી-

"नो यः शूलं धत्ते न च युवतिमङ्के मदनना ।
न शार्ङ्गि चक्रं वा न हलमुशलाद्यायुधवरम् ।
विनिर्मुक्तः क्लेशैः परहितविधानोद्यतधियम्
शरण्यं भूतानां तमृषिमुपयातोऽस्मि शरणम् ॥ १ ॥"

અર્થાત્-જે દેવ ત્રિશૂલને ધારણ કરતા નથી કામવિકારને પેદા કરવાવાળી સ્ત્રીને ખોળામાં ધારણ કરતા નથી અને શાર્ઙ્ગિને તથા ચક્રને ધારણ કરતા નથી અને હલ-મુશલ આદિ શસ્ત્રોને ધારણ કરતા નથી અને જે રાગ, દ્વેષ અજ્ઞાન વિગેરે સર્વ ક્લેશોથી રહિત છે, પરજીવોનું હિત કરવામાં ઉદ્યમવંતી બુદ્ધિને ધરનારા છે અને જગતના જીવોના શરણભૂત છે એવા ઋષિ (સાચા દેવ)નું શરણ હું અંગીકાર કરું છું વળી તે દેવ કેવા હોય છે તે કહે છે-

"लोकस्वार्थं परहितं सर्वज्ञं सर्वरूपम्,
सर्वाकार विविदिमन्तम् यो विजानाति विश्वम् ।

---

१-२-दृष्टव्य मिश्र

ब्रह्मा विष्णुर्भवतु वरदः शंकरो वा हरो वा,

यस्याचिन्त्यं चरितमसमं भावतस्तं प्रपद्ये ॥ १ ॥"

અર્થાત્–સ્વાર્થનો જેણે ત્યાગ કર્યો છે, પરહિતમાં જે સદા તત્પર છે અને સર્વરૂપ, સવાકાર એટલે ઉત્પાદ, વ્યય, ધ્રુવ રૂપ ત્રણ પ્રકારના સ્વરૂપવાળા જગતને જે સદાકાલ અનન્યસદૃશપણે જાણે છે તથા જેનું ચરિત્ર અચિંત્ય અને અનન્યસદૃશ છે, એવા દેવ નામથી–બ્રહ્મા હોય વિષ્ણુ હોય અથવા વર એટલે પ્રધાન જ્ઞાનાદિ–તેના આપવાવાળા (વરદ) ભગવાન હોય અથવા શં એટલે સુખ તેના કરનાર શંકર હોય કે મહાદેવ હોય–તેને સાચા ભાવથી પોતાના પરમદેવ કરીને માનું છું

જગતમાં બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, બૌદ્ધ, જૈમિની જિનેશ્વર આદિ અનેક દેવો છે તેમાથી કોઈ એક દેવ સર્વજ્ઞ સત્યવક્તા હોવા જોઈએ કહ્યું છે કે–

"अवश्यमेषां कतमोऽपि सर्ववित्, जगद्धितैकान्तविशालशासनः ।

स एव मृग्यो मतिसूक्ष्मचक्षुषा, विशेषमुक्तैः किमनर्थपण्डितैः ॥१॥"

અર્થાત્–ઉપર કહેલા દેવોમાથી કોઈ એક સર્વજ્ઞદેવ જગતને એકાંત હિતકારી એવા વિશાળ શાસ્ત્રોના કથન કરનારા હોવા જોઈએ બુદ્ધિ રૂપ સૂક્ષ્મ ચક્ષુવડે કરીને આપણે તેમની તપાસ કરવી જોઈએ બીજા અનર્થભૂત કથન કરનારા અજ્ઞાની પંડિતોનો વિચાર કરવાથી, અથવા તેમનાં વચનો સાંભળવાથી કે તેમને ઇષ્ટદેવ માનવાથી શું પ્રયોજન છે? અર્થાત્–કાંઈ પણ નથી.

હવે એ દેવોમાથી કયા દેવને સાચા માનવા, તેનો વિચાર તમારે જ કરવો જોઈએ કહ્યું છે કે–

"अमी गुणाश्च दोषाश्च, क सामस्त्येन भेजिरे ।

जिनं तदितरं वाऽपि, स्वयमेव विचिन्त्यताम् ॥ १ ॥"

१–लोकतत्त्व निर्णय

અર્થાત્-સ્વાર્થત્યાગ પરોપકારાદિ પૂર્વે કહેવા ગુણો તથા ક્રોધ, માન, માયાદિ દુર્ગુણો એમાં અર્થાત્ કોને વિષે રહે છે? જિનેશ્વર ભગવાનમાં કે બીજા દેવોમાં ?-તેનો વિચાર પોતે પોતાની મેળેજ કરવો

આ વિષયમાં હવે વિશેષ કહેવાનું કાંઈ પ્રયોજન નથી. માત્ર સાર એજ છે કે-સાંસારિક પદાર્થોમાં જેનાથી આસક્તિ થાય છે, તેનાથી તે મહાપુરુષો વિપરીત લક્ષણવાળા જ હોય છે

સુગુરુ કોને કહેવાય ?

હવે ગુરુનું સ્વરૂપ જોઈએ તે સંબધમાં કહ્યું છે કે-

"[1]त्यक्तदारा सदाचारा, मुक्तभोगा जितेन्द्रिया ।
जायते गुरवो लोके, सर्वभूताभयप्रदा ॥ १ ॥
"धर्मज्ञो धर्मकर्ता च, धर्ममार्गप्रवर्त्तक ।
सत्वेभ्यो धर्मशास्त्रार्थ,-देशको गुरुरुच्यते ॥ २ ॥"

અર્થાત્-સદાચારી સ્ત્રી તથા ભોગનો ત્યાગ કરનાર જિતેન્દ્રિય અને પ્રાણીમાત્રને અભય આપનાર-એવા જે હોય તે લોકમાં ગુરુ ગણાય છે વળી-ધર્મના જાણકાર ધર્મના કરનાર ધર્મના માર્ગમાં પ્રવર્ત્તાવનાર અને જીવોની આગળ ધર્મશાસ્ત્રનું નિરૂપણ કરનાર ગુરુ કહેવાય છે

આત્મહિત ઇચ્છનારે આવા જ ગુરુની સેવા કરવી આવા ગુરુ હોય તેજ સંસારસમુદ્રનો પાર પામવા તથા પમાડવા સમર્થ થાય છે નામ માત્રે કરીને કુલક્રમથી આવેલો કોઈ કોઈનો ગુરુ થતો નથી વલી સ્વાર્થમાં તત્પર તો ઘેર ઘેર જોવામાં આવે છે પણ પરોપકારી પંડિતો વિરલા જ હોય છે કહ્યું છે કે-

"वाङ्मात्रसारा परमार्थशून्या, न दुर्लभास्त्विहकथा मनुष्या ।
ते दुर्लभा ये जगतो हिताय, धर्मे स्थिता धर्ममुदाहरन्ति ॥१॥"

---

૧-કુમારપાલ પ્રબંધ

અર્થાત્-માત્ર બોલવામા જ સારા પણ પરમાર્થથી રહિત તથા ચિત્રમરી કથાઓ કહેનારા મનુષ્યો દુર્લભ નથી, પણ ધર્મમાં સ્થિર રહીને જગતના હિતના અર્થે ધર્મનું કથન કરનારા સત્પુરુષો દુર્લભ છે

**સુગુરૂના યોગથી થતો લાભ**

સદ્ગુરુના સંબંધનું પ્રયોજન એ છે કે-સોબતની અસર થયા વિના રહેતી નથી કહ્યું છે કે-

" जीवोऽय विमलस्वभावसुभग सूर्योपलस्पर्द्धया,
घत्ते सगवशादनेकविकृतिं लुप्तात्मरूपस्थिति ।
यथाप्नोति रवेरिवेह सुगुरो सत्पादसेवाश्रयम्,
तज्जातोर्जिततेजसैव कुरुते कर्मेधन भस्मसात् ॥ १ ॥"

**ભાવાર્થ**-આ જીવ સૂર્યકાંત મણિની જેમ નિર્મલ સ્વભાવે સુંદર છે પરંતુ પાચ વર્ણની સંગતથી જેમ સૂર્યકાંત મણિ નાના પ્રકારના સ્વરૂપને ધારણ કરે છે તેની પેઠે જીવ પણ કર્મના સંબંધને લઈને નાના પ્રકારની ગતિને ધારણ કરે છે અને તેથી જ તેણે પોતાના શુદ્ધ ચિદાનંદ સ્વરૂપની સ્થિતિનો લોપ કરેલો છે પરંતુ સૂર્યનો સંબંધ થતાં સૂર્યકાંત મણિ જેમ ઉત્કટ તેજવાળો થઈને સંબધમાં આવેલી વસ્તુઓને બાલી ભસ્મ કરી સ્વરૂપને પ્રકાશે છે, તેવી રીતે સુગુરુના શરણનો આશ્રય પ્રાપ્ત થવાથી જીવ પણ સંબંધિત કર્મોનો નાશ કરીને, પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે છે

**ધર્મની પરીક્ષા કરવી જોઈએ**

હવે આપણે ધર્મના સ્વરૂપનો વિચાર કરીએ કહ્યુ છે કે-

" *धम्म जणो विमग्गइ, मग्गतेवि अनयाणइ विसेस ।
धम्मो जिणेहिं भणिओ, जत्थ दया सव्वजीवेसु ॥ १ ॥"

*-कुमारपाळ प्रबध

અર્થાત્-મનુષ્ય ધર્મની શોધ તો કરે છે પણ શોધ કરવા છતાંય, વિશેષે કરીને જિનેશ્વર ભગવાને કથન કરેલો, કે જેમા સર્વ જીવોને વિષે દયા રાખવાનું કથન કરેલ છે તે ધર્મને જાણતો નથી વળી તે ધર્મ કેવો છે તે કહે છે—

"¹तिन्निसया तेसट्ठा, दसणभेया परप्परनिरद्धा ।
न य दूसति अहिंस, त गिण्हृ जत्थ सा सयला ॥ १ ॥"

અર્થાત્-પરસ્પર વિરોધી ત્રણસો ને ત્રેસઠ મતવાળા, જેમાં સર્વે જીવોની દયા રહી છે એવા અહિંસા ધર્મને ગ્રહણ કરે છે, પરંતુ દૂષણ દેતા નથી અહિંસાને પરમ ધર્મ કહ્યો છે તે પરીક્ષા કરી અંગીકાર કરવો, કહ્યુ છે કે —

"*स्तुति सुदर ति अ, सव्वो घोसेइ अप्पणो पणिय ।
कणएण व्व धितव्व, सुदर परिक्खिय काउ ॥ १ ॥"

અર્થાત્-સર્વે મતવાલાઓ પોતપોતાના ધર્મને શ્રેષ્ઠ કહે છે, પરંતુ સુવર્ણની માફક પરીક્ષા કરીને સારો હોય તે જ ગ્રહણ કરવો સુવર્ણની પેઠે ધર્મની પરીક્ષા કેવી રીતિએ કરવી, તે બતાવે છે —

"*यथा चतुर्भि कनक परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनै ।
तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेन तपोदयागुणै ॥१॥"

અર્થાત્-જગતમા ધર્મ એવો શબ્દ તો બહુ સંભળાય છે પણ જેમ સુવર્ણની પરીક્ષા કરવામા આવે છે તેમ તેની પરીક્ષા કરવી. જેમ સુવર્ણને કસોટી ઉપર ઘસીને કાનસ મૂકીને તપાવીને તથા ખખડાવીને પરીક્ષા કરવામા આવે છે તેમ ધર્મની શાસ્ત્રથી, શીલથી તપથી અને દયાથી પરીક્ષા કરીને ગ્રહણ કરવો

1—आ स्वरूप सूयगडाङ्गसूत्रथी जोवु
*—कुमारपाल प्रबंध

### દેવ-ગુરૂ-ધર્મનું સ્વરૂપ જાણવાથી થતો લાભ

દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ કિંચિત્ માત્ર કહેવાનું પ્રયોજન એ છે કે-જેના ઉપર વિશ્વાસ કરવો હોય તેનું સ્વરૂપ તેના ગુણ તથા વર્તન તરફ અવશ્ય ખ્યાલ કરવાની જરૂર છે ખ્યાલ કરતા તે ઉત્તમ છે-એમ લાગે તો તે વસ્તુ તરફ આપણું વલણ થાય છે અને તેના વચનો ઉપર વિશ્વાસ રાખી શકાય છે વિશ્વાસ રાખી મહાપુરુષોના કથનાનુસાર તે માર્ગનો અંગીકાર કરવાથી, આપણું શ્રેય અવશ્ય થાય છે એટલા જ માટે ધર્મના મુખ્ય પ્રવર્તકો-પરમ દેવ તથા પરમ ગુરૂ તરીકેના સ્વરૂપથી ઓળખાય છે તેમના કથનાનુસાર સ્વરૂપને જાણવાથી તેમના ધર્મતત્ત્વોનો બોધ થઈ શકે છે તથા તે ઉપરથી બુદ્ધિમાન પુરુષો ઘણો સારો વિચાર કરી શકે છે જો કે-અનેક પંથના અનેક ગ્રંથો એકેક પક્ષના આશયથી રચાયેલા હોવાથી બુદ્ધિમાનોને સંતોષ આપી શકતો નથી પણ સત્પુરુષોના મુખથી નીકળેલી નિષ્પક્ષપાત વાણી શ્રોતાજનોના મનને ઘણો જ સંતોષ આપનારી થઈ શકે છે એમ હું મારા ટુંક અનુભવથી કહી શકું છુ પરતુ તેવા મતવાળા પુરુષોનો વિશેષ પરિચય અને તેમના તરફનું શ્રવણ મનનાદિ અધિક થયા વિના એકદમ તેવો અનુભવ થવો અતિ દુર્ઘટ સમજુ છુ આટલુ સામાન્ય માત્ર કહીને હું મારા વિષયની સમાપ્તિ કરુ છુ

## પ્રથમ વ્યાખ્યાન સમાપ્ત

વ્યાખ્યાન બીજું

દેવ-ગુરૂના સ્વરૂપનું
વિશેષ સ્પષ્ટીકરણ

## मंगलाचरणम् ।

रागद्वेषविजेतारं, भेत्तारं कर्मभूभृताम् ।
ज्ञातारं विश्वतत्त्वानां, वन्दे तद्गुणलब्धये ॥ १ ॥

અર્થ-રાગ અને દ્વેષાદિ આત્માના શત્રુઓને જેણે હત્યા છે, અને કર્મ રુપી પર્વતો જેણે ભેદી નાખ્યા છે અને જગતના તત્ત્વો જેણે જાણ્યા છે, તેવા સર્વજ્ઞ ભગવાનને હું નમસ્કાર કરૂં છું તેટલા જ માટે કે-તેમના ગુણોની પ્રાપ્તિ અમોને પણ થાય

**શ્રીમાન્ ગાયકવાડ સરકાર મહારાજા તથા સભ્યજનો!**

આપની ધર્મવિષયક શ્રવણાભિલાષા થવાથી પ્રથમ દેવ, ગુરુ અને ધર્મના સંબંધે જે અક્ષરો અમોએ કહીને બતાવ્યા હતા તે વિષય તદ્દન સામાન્ય માત્ર હોવાથી, સંતોષ ન થાય તે વાસ્તવિક જ હતું અનેક પ્રકારની રાજ્યની પ્રવૃત્તિઓ હોવા છતા, આપશ્રીએ ફરીથી જૈનધર્મના સ્વરૂપને જાણવાની ઇચ્છા દર્શાવી, તેથી અમો આનંદિત થયા છીએ પરન્તુ તેવા પ્રમાણથી સમજાવવાની મારી શક્તિ નથી' તો પણ ગુરુકૃપાથી પૂર્વના કથનમાં કિંચિત્ સ્પષ્ટપણું કરવા ધારું છું વિચાર કરવો તે તો આપ બુદ્ધિમાનોને આધીન છે

## ઉત્સર્પિણી અને અવસર્પિણીમા થતા તીર્થંકરદેવો

જેવી રીતે બીજા શાસ્ત્રકારો ૧-સતયુગ, ૨-દ્વાપર, ૩-ત્રેતા, અને ૪ કલિયુગ-એમ ચાર યુગ માને છે, તેવી રીતે જૈન શાસ્ત્રોમા પણ કાલના બે વિભાગ કહેલા છે એક ઉત્સર્પિણી (ચડતો આરો) અને બીજો અવસર્પિણી (ઉતરતો આરો) તેમા પણ એકેકના ૭ ૭ વિભાગ કહેલા છે, પરન્તુ તેમા સતયુગાદિકના કાલમાનથી ઘણો ફેરફાર છે તે વિષય વિસ્તારયુક્ત હોવાથી આ પ્રસંગે કહી શકાય નહી તે બન્ને પ્રકારના કાલને એક ચક્ર કહેવાય છે આ સૃષ્ટિ અનાદિ-અનંત રૂપે હોવાથી તેવા અનંતા ચક્ર થઈ ગયા છે અને આગલ પણ અનંતા ચક્ર થશે તે ઉત્સર્પિણીના અને અવસર્પિણીના ૭ ૭ વિભાગના મધ્યમ કાલમા તેવા પરમ દેવ ચોવીસ ચોવીસ નિયમબદ્ધ થયા કરે છે

શ્રી રત્નશેખરસૂરિ મહારાજે "ક્ષેત્રસમાસ"મા કહ્યુ છે કે -

"कालदुगे तिचउत्था,-रगेसु एगुणनवइपक्खेसु ।
सेसगएसु सिज्झंति, हुंति पढमतिमजिणिंदा ॥ १ ॥"

અર્થાત્-તે બન્ને પ્રકારના કાલમા જે ૭ ૭ વિભાગ બતાવ્યા છના તેમા પ્રથમ અવસર્પિણીના ત્રીજા વિભાગમા નેવાસી (૮૯) પક્ષ બાકી રહે તે વખતે તથા ચોથા વિભાગના નેવ્યાસી (૮૯) પક્ષ બાકી રહે તે વખતે અનુક્રમે પહેલા અને ચોવીસમા પરમ દેવ મોક્ષે જાય એજ પ્રમાણે ઉત્સર્પિણીના ત્રીજા વિભાગના તેમજ ચોથા વિભાગના પણ નેવ્યાસી (૮૯) પક્ષ જાય, તે વખતે અનુક્રમથી પહેલા અને ચોવીસમા પરમ દેવનો જન્મ થાય રાજા-મહારાજાદિકના જન્મ સમયે જેમ ઉચ્ચ ગ્રહાદિક યથાયોગ્ય મલી આવે છે, તેમજ આ વિષયમા પણ સમજવુ

## પરમ દેવ કેવી રીતે થાય તેનો વિચાર

જે જીવ પરમ દેવ થાય તે એકના એક છે–એમ ન સમજવું પણ જે જે જીવે પૂર્વના કોઈક ઉત્તમ ભવમાં પરમ દેવ અગર તેવા ગુરુના કથનથી યથાર્થ તત્ત્વોની શ્રદ્ધા કરી છે પછી તે ભવમા અથવા તો તેવા બીજા અનેક ભવોમા તેવા પરમદેવનો અથવા તેવા ગુરુનો સંયોગ મળી જવાથી, તેવા યથાર્થ તત્ત્વોનું વિશેષ જાણપણું કરીને તેવા પ્રકારના કોઈ અલૌકિક શુભ આચરણ આચરવાથી આત્માને અધિક દરજ્જે ચઢાવેલો છે, તેવો ઉત્તમ જીવ, સર્વથા મુક્ત થવાના ભવમા પણ કોઈક રાજ્યવંશીય ઉત્તમ કુલમા જન્મ પામે છે, તે વખતે પણ પૂર્વના ભવમા મેળવેલા જે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન ( આ જ્ઞાનોના સ્વરુપનું વિવેચન ઘણુ લંબાણ હોવાથી પ્રસંગોપાત આગળ ઉપર કહેવામા આવશે )–હોય, તે ત્રણે જ્ઞાન સહિત જ જન્મ પામે છે તથી ભણ્યા વિના પણ બીજા જીવોને અતિ ચમત્કાર પ્રાપ્ત થાય તેવા જ્ઞાનવાના જ હોય છે

## શ્રી ઋષભદેવ પ્રભુનુ ટુંક વર્ણન

ચાલુ અવસર્પિણીના ત્રીજા વિભાગમા પ્રથમ પરમ દેવ ' ઋષભદેવ ભગવાન ' થયા તેમનું ટુંક સ્વરૂપ જોઈએ –

શ્રી ઋષભદેવ ભગવાન થવાના પહેલા તેરમા ભવ ઉપર ધના સાર્થવાહ નામના મહર્દ્ધિક વ્યવહારી હતા તેમણે મોટી અટવીનું ઉલ્લંઘન કરી બીજા શહેરમા જવાની વખતે ઉદ્‌ઘોષણા કરાવી કે–' જેને વસંતપુર શહેરમા આવવાની ઈચ્છા હોય, તે સુખેથી આવે તેમને સર્વ પ્રકારની સગવડ કરી આપીશુ ' તે અવસરમાં મહામુનિઓનો પણ જવાનો વિચાર થયો શેઠને ત્યા બે મુનિઓને મોકલીને સાર્થમા રહેવાની માગણી કરી શેઠે પણ કહ્યું કે– હું આપની સગવડતા રાખીશ, સુખેથી પધારજો ' તે વખતે શેઠને ત્યા કેરીઓનું ભેટણું આવેલુ હતું, તેમાથી કેટલીક કેરીઓ તે મુનિઓને આપવા

માડી પરન્તુ તે મુનિઓએ કહ્યું કે–' વિશેષ પ્રકારનો સંસ્કાર થયા વિના–બીજ સહિત વસ્તુને અમે અંગીકાર કરતા નથી ' આથી શેઠના મનમાં અતિ ચમત્કાર પ્રાપ્ત થયો તેથી આગ્રહપૂર્વક કહ્યું કે– ' આપ અવશ્ય પધારી મને પાવન કરશો ' ઇત્યાદિ ગરમીના દિવસોમાં ચાલતી વખતે સાધુઓ પણ સાથમાં થઈ ગયા રસ્તામા ઘણો વરસાદ થવાથી જંગલમાં જ પડાવ નાખવો પડ્યો સાધુઓ પણ એકાદ ઝુપડીમા રહીને નિર્વાહ કરી રહ્યા છે રાત્રિના સમયે ફરીથી વરસાદની મોટી ગર્જના વખતે શેઠ વિચાર કરે છે કે–' મારા સાર્થમા કોણ કોણ છે અને કેવી રીતે નિર્વાહ કરતા હશે ? ' ઇત્યાદિ વિચાર કરતા તે મહામુનિઓના તરફ લક્ષ પહોંચવાથી શેઠ પશ્ચાત્તાપમા પડી ગયા કે–' મેં સગવડતા રાખવાનું કહેલું છતા એક વાર પણ ખબર લઈ શક્યો નથી તે મહાત્માઓની પાસે કોઈ પ્રકારનું સાધન પણ નથી તો કેવી રીતે નિર્વાહ કર્યો હશે ? હું તે મહાત્માઓને મુખ પણ કેવી રીતે દેખાડી શકું ? ' એ વિચાર તેણે પોતાના ખાસ મિત્રને કહી બતાવ્યો મિત્રે કહ્યું કે– બૂન થઈ તેની ફરમ્ત નથી પણ મુનિઓની પાસે તો અવશ્ય જવું જ જોઈએ તે કોપ કરે તેવા નથી.' છેવટે તે મિત્રની સાથે જઈને નમસ્કાર કર્યો નીચું મુખ રાખી અપરાધીની પેઠે કહેવા લાગ્યા કે– હે મહારાજ ! હું આપની સંભાળ બીલકુલ રાખી શક્યો નથી, તેથી મારા અપરાધની ક્ષમા કરશો. ' મુનિઓએ જવાબ દીધો કે–' તમારા સાથમાંથી અમારો નિર્વાહ સારી રીતે થયા કરે છે માટે કોઈ બીજો વિકલ્પ કરશો નહિ. ' ઇત્યાદિ અનેક આલાપ-સંલાપ થતા, શેઠના મનને પણ સંતોષ થયો પછી ભોજનના માટે આગ્રહ કરી બે મુનિઓને લઈ ગયા. ભવિતવ્યતાના યોગથી ભોજનની તૈયારી ન હોવાથી શેઠ અત્યન્ત ઝાંખા પડી ગયા અને વિચાર કરવા લાગ્યા કે– હું આજ સુધી કાંઈ પણ કરી શક્યો નથી અને આજે પણ તેવો અવસર આવી બન્યો ફરીથી પણ મુખ કેવી રીતે બતાવી શકીશ ? ' ઇત્યાદિક વિકલ્પો

કરેતા ધૃતનું ભાજન નજરે પડ્યુ તેમાંથી તેમણે ઘૃત આપવાની ઇચ્છા દર્શાવી અને મુનિઓએ પણ તેવો ભાવ જોઈને પાત્ર ધર્યું હર્ષો લ્લાસના વશથી પાત્ર ભરીને શેઠ ઘણા ખુશી થયા પછી તે મુનિઓનો વિશેષ પરિચય અને વારંવાર તેમના ઉપદેશનું શ્રવણ કરતા અધિક શ્રદ્ધાવાન થઇ, કેટલાક તત્ત્વોને પણ સમજ્યા

એવી રીતે ધર્મવિષયક પરિણામ ાા યોગથી ઉત્તરોત્તર બાર ભવ સુધી દેવતાની ગતિના તેમજ મનુષ્યની ગતિનાં અધિક અધિક સુખોને ભોગવીને આ અવસર્પિણીના ત્રીજા વિભાગમાં નાભિરાજાની મહારાણી મરૂદેવીની કુક્ષિ રૂપ સરોવરમા હંસ રૂપે ઋષભદેવપણે ઉત્પન્ન થયા

તેમણે અગાર લીપિ અને ચોસઠ કલાદિક આ દુનિયાનો વિશેષ વ્યવહાર ચલાવ્યો તેમને ભરતાદિક સો પુત્રો હતા જેમના નામથી આ ક્ષેત્રનું નામ પણ ભરત પડેલુ છે જેમ ( ચરિત્ર ભાગવતમાં પણ જૈન ગ્રંથોથી ફેરફારપણે લખાયેલુ છે

શ્રી ઋષભદેવ ભગવાનને પિતામહાદિક અનેક પ્રકારનાં બિરૂદ મહાત્માઓ ાા તરફથી પ્રાપ્ત થયેલા છે

' શ્રાદ્ધગુણ-વિવરણ ' મા કહ્યુ છે કે –

" धणसत्थवाहजम्मे, ज घयदाणकय सुसाहूण ।
तक्कारणमुसभजिणो, तेइक्कपियामहा जाओ ॥ १ ॥ "

અર્થાત્—ધના સાર્થવાહ નામના તેમના ભવમા જે ઉત્તમ સાધુઓને ધૃતનું દાન આપ્યુ તે કારણથી ઋષભદેવ ભગવાન ત્રણ લોકમા પિતામહ બિરૂદને પ્રાપ્ત થયા

તે પરમ તત્ત્વોના શ્રદ્ધાનનો અને તે પરમદેવની તથા તેવા મહામુનિઓની સેવા તેમજ તેવા અલૌકિક આચારના પાલનનો જ

પ્રતાપ સમજવો ઈત્યાદિક ચોવીસ પરમ જીવો પુર્વના ભવોમાં સત્ય પદાર્થોના શ્રદ્ધાનના યોગથી નાના પ્રકારના સહાય શ્રો સેવીને પરમ દેવની પદવીના અધિકારિઓ થયા છે, તેમની શ્રદ્ધા અને કર્તવ્યોનો વિશેષ વિચાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યજી કૃત ત્રિષષ્ઠીય ચરિત્ર ' નામના ત્રીસ હજાર શ્લોક પ્રમાણવાળા ગ્રંથના શ્રવણથી જાણી શકાય તેમ હોવાથી, તે ગ્રંથ વાચવાની ભલામણ કરુ છુ

હવે તે પરમ દેવો સર્વથા મુક્ત થવાના ભવમા ત્રણ જ્ઞાને યુક્ત હોવાથી પૂર્વના ભવોમા અનુભવેલા સાધુના કર્તવ્યોને અંગીકાર કરતી વખતે પણ મન પર્યવ નામના ચોથા જ્ઞાનને પ્રાપ્ત કરીને, પછી આત્માના તીવ્ર પરિણામના યોગથી જ્ઞાનાદિકના ઘાતક જે બલિષ્ઠ કર્મો છે તેનો નાશ કરીને સર્વ તત્ત્વોનુ યથાર્થ અને સંપૂર્ણ સ્વરૂપ પ્રત્યક્ષ કરીને, પછી સર્વ જીવોના હિતને માટે જીવાદિક યથાર્થ તત્ત્વોનું સ્વરૂપ બતાવીને, પછી સાધુધર્મનો ઉપદેશ અને તેમાથી કઠીન ભાગ બાદ કરીને ગૃહસ્થોના ધર્મનો પણ ઉપદેશ કરી ગયા છે

## સાધુના આચારો

જીવાદિક તત્ત્વોનો વિષય અતિ ગભીર અને મહાન હોવાથી અત્રે કહેવામા આવશે નહિ માત્ર અનુક્રમથી સાધુ અને ગૃહસ્થોનો સામાન્યપણે આચાર કહીએ છીએ પ્રથમ સાધુના આચારનુ સ્વરૂપ –

" महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविन ।
सामायिकस्था धर्म्मोप,–देशका गुरवो मता ॥ १ ॥"

અર્થાત્–પાચ મહાવ્રતોને ધારણ કરી તેનુ પાલન કરનારા, અનેક સકટોમાં પણ ધૈર્યને નહિ છોડનારા, ધારણ કરેલા વ્રતોમા દૂષણ નહિ લગાડનારા, પોતાને માટે કરાવીને ભોજન પણ નહિ લેનારા, માત્ર ધર્મના સાધનમા ઉપયોગી થાય તેટલા પૂરતી શરીરની રક્ષા માટે–ભિક્ષા દ્વારા નિર્દોષ આહારને લાવીને નિર્વાહ કરનારા વસ્ત્રાદિ

ક પણ મર્યાદાથી અવિકપણે સગ્રહ નહિ કરનારા રાગદ્વેષાદિકની પરિણતીથી રહીત મધ્યસ્થ વૃત્તિને ભજનારા, માત્ર જીવોનાક યાણ માટે નગરાદિમા મર્યાદા પૂર્વક રહીને પરમદેવ કથિત ધર્મનો યથાર્થ પણે ઉપદેશ આપીને ધર્મમા સ્થિર કરનારા મહામુનિઓ હોય છે ૧

## મહાવ્રતોના નામ

॥ अहिंसासत्यमस्तेय ब्रह्मचर्यापरिग्रह

पचमि पचमिश्चक्ता भावनाभिर्विमुक्तये ॥ १ ॥

અર્થ—અહિસા-સર્વ જીવ ઉપર ૧ સૂનૃત-સત્યવચન ૨ અસ્તેય-ઉચિત વસ્તુ પણ માલીકના દીધા વગર નહિ લેવી ૩ બ્રહ્મચર્ય-સર્વથા સ્ત્રી સેવનથી વિરક્ત ૪ અપરિગ્રહ-ધન ધાન્યાદિકના ત્યાગી ૫ એ પાચેને મહાવ્રતો કહે છે અને એકેકની પાચ પાચ ભાવનાઓ કે એ પાચ મહાવ્રતો અને એ પાચ મહાવ્રતોની પચીશભાવનાઓ મોક્ષના અર્થી સાધુ અવશ્ય પાલણ કરે ૨

## અહિસાનુ સ્વરૂપ

॥ यत् प्रमादयोगेन, जीवितव्यपरापण

त्रसाना स्थावराणांच, तदहिंसा व्रत मत ॥१॥

અર્થ—હાલતા ચાલતા બે ઇંદ્રિયાદિક જીવો ત્રસ પણે કહેલા છે અને પૃથ્વી પાણી, અગ્નિ વાયુ અને વનસ્પતિના જીવોને સ્થાવર કહેલા છે, તેમનો રાગ દ્વેષ, અજ્ઞાનાદિક જે પ્રમાદો છે તેના વશ થઈને ઘાત દિકથી નાશ ન કરે તેનુ નામ અહિસા વ્રત કહેલુ છે ૦

## સત્યવચનનુ સ્વરૂપ

॥ प्रिय पथ्य वचस्तथ्य सूनृतव्रतमुच्यते

तत्तथ्यमपि नो सत्यमप्रियचाहित च यत् ॥ १ ॥

અર્થ—જે વચન બોલવાથી બીજા જીવને આનદ થાય તેનું નામ પ્રિય અને જે વચન તે જીવને સદા હિતકારક હોય તેનુ નામ પથ્ય છે તેનુ યથાર્થ વચન હોય તેનુ નામ સત્યવ્રત કહેલુ છે પરતુ જે વચન વ્યવહારથી સત્ય હોય છતા બીજાના હૃદયને ભેદન કરનારૂ

હોય તો તે સત્યરૂપે ન સમજવું જેમકે-કાણાને કાણો રોગીયાને કોઢીયો ઇત્યાદીક વચનને બોલવું તેને સત્યવ્રત કહેલું છે ॥૪॥

### અસ્તેયનું સ્વરૂપ

[1] ॥ अनादानमदत्तस्या स्तेयव्रतमुदीरितम् ।
बाह्याः प्राणा नृणामर्थो, हरता तं हता हि ते ॥ ५ ॥

અર્થ—કોઈ પણ પદાર્થને માલિકના આપ્યા વિના લેવો નહિ કારણ કે ધનાદિક પદાર્થો મનુષ્યના બાહ્યના પ્રાણો છે તેથી બીજાના ધનાદિકને હરણ કરનારે તેના પ્રાણોનુંજ હરણ કર્યું ગણાય તેથી દીધા વગર નહિ લેવાનો જે નિયમ તેનું નામ અસ્તેયવ્રત કહેલું છે ॥૫॥

### બ્રહ્મ વ્રત સ્વરૂપ

दिव्यौदारिककामानां कृताऽनुमतिकारितैः
मनोवाक्कायतस्त्यागो ब्रह्माष्टादशधा मतं ॥ १ ॥

અર્થ—દેવતાના શરીર સબંધી ૧ તથા ઔદારિક શરીર તે મનુષ્ય ૨ અને તિર્યંચ (અર્થાત્ પશુ) ૩ સબંધી કામભોગ એટલે વિષય સેવન કરવું ૪ તેમજ બીજા પાસે કરાવવું ૫ તેમજ વિષય સેવન કરનારને સારો છે એમ કરીને માનવું ૬ એ છએ ભેદોને મન ૧ વચન ૨ અને કાયા ૩ થી ગુણીએ તો અઢાર ભેદો થાય તે બધાએ પ્રકારથી મૈથુન સેવન કરવાનું ત્યાગ તેનું નામ બ્રહ્મચર્ય વ્રત કહે છે ॥૬॥

### પાંચમા વ્રતનું સ્વરૂપ

[1] ॥ सर्वभावेषु मूर्छाया स्त्यागः स्यादपरिग्रहः ।
यदसत्स्वपि जायेत मूर्छयाचित्तविप्लवः ॥ १ ॥

અર્થ—નાના પ્રકારના જે પદાર્થો છે તેના ઉપર જે મમત્વ ભાવ નહિ કરવો તેનું નામ અપરિગ્રહવ્રત કહે છે તેનું કારણ એ છે કે વસ્તુ (પદાર્થ) નહિ હોવા છતાં પણ જીવોને આત્માની અંદર તીવ્ર મૂર્છાઓ લાગેલીજ હોય છે તેથી જે મહાત્માઓએ પોતાના શરીર માત્રની ઉપર પણ મૂર્છા રાખી નથી તેજ પૂરેપૂરા ત્યાગી ગણાય જો એમ કહેવામાં ન આવે તો કુતરા બિલાડા

૧ શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર

પણુ ત્યાગીની ગણત્રીમા આવી જાય ॥ ૭ ॥ એ પાચ મહાવ્રતનુ સ્વરૂપ કહ્યુ હવે પચીસ ભાવનાઓનુ કિંચિત સ્વરૂપ દર્શાવીએ છીએ

**પ્રથમ મહાવ્રતના રક્ષણ કરવા માટે આ પાચ ભાવનાઓ ભાવે.**

મનોગુપ્તિ—પાપ કાર્ય સબધી ક્રિયા માથી મનને હઠાવવુ તેનુ નામ મનોગુપ્તિ સાધુ સૂક્ષ્મ યા સ્થૂલ કોઈ પણ પ્રાણીની હિંસાથી મુક્ત છે તેણે પ્રથમ પોતાના મનને અવશ્ય દબાવવાની જરૂર છે જે પ્રાણી મને કરી હિંસાનુ ચિંતવન કરે છે અને જો કે કાયાએ કરી હિંસા કરતો નથી તો પણુ તે હિંસાથી થનારા કર્મને ઉપાર્જન કરે છે

॥ मन एव मनुष्याणां कारण बधमोक्षयो ।
बधाय विषयासंगी मुक्त्यैनिर्विषय पुन ॥ १ ॥

અર્થ—મન જ્યારે ઈન્દ્રિયોના વિષયોમા આશક્ત થાય છે ત્યારે કર્મબધન કારણુ થાય છે અને જ્યારે ઈન્દ્રિયોના વિષયથી વિમુખ થઈ નિર્વિષયી થાય ત્યારે મોક્ષનુ કારણુ થાય છે માટે મનુષ્યને મન છે તેજ કર્મબધનું તથા કર્મથી મુક્ત થવાનુ પ્રબળ કારણુ છે

તેના પ્રસન્નચદ્ર રાજર્ષિ આદિ અનેક દૃષ્ટાતો જૈન સિદ્ધાતમા દર્શાવેલ છે વળી એક મુનિરાજ પોતાના આત્માને ઉદ્દેશીને કહે છે કે—

कुकर्मजालं कुविकल्पसूत्रज निबध्य गाढ नरकाग्निमिध्धिरम् ।
विसारवत् घ्यप्स्यति जीव हे मन, कैवर्तकस्त्वामिति मास्य विश्वसी ॥ १ ॥

અર્થ—હે જીવ અનેક કુવિકલ્પ સુત્રે ઉત્પન્ન થએની કુકર્મરૂપી જાળોથી ગાઢ બાધી લેઈ નરકરૂપ અગ્નિવડે મચ્છની પેઠે આ માછીરૂપ મન તને બાળશે માટે એનો વિશ્વાસ ન કરીશ પ્રાણીને કોઈ પણુ કાર્ય કરવુ હોય છે ત્યારે પ્રથમ તત્સબધી વિકલ્પો અવશ્ય કરે છે અને વિકલ્પોએ કરી તેને દૃઢ કરે છે જે કાર્ય સબધી વિકલ્પો થોડા તે કાર્ય કરવાનો આગ્રહ પણુ ઘણુ કરી થોડો હોય છે જે કાર્યસબધી વિકલ્પો અધિક તે કાર્ય કરવામા આગ્રહ પણુ દૃઢ હોય છે માટે હિંસાકારી

કુવિકલ્પમા કદી પણ સાધુ મન પ્રવર્તાવે નહિ જેથી તેને હિસારૂપ જાળમા ફસાવવાનો સમય ન આવે માટે કુવિકલ્પ રૂપ પ્રવૃત્તિમાથી મનને અટકાવી સુવિકલ્પ રૂપ પ્રવૃત્તિમા જોડવુ કેવા પ્રકારના સુવિકલ્પમા મનને જોડવુ તત્સબધી કિંચિત્ દિગ્દર્શનરૂપ જૈનો પ્રાતઃકાળમા જે શ્લોકોનુ સ્મરણ કરે છે તેમાથી એક નીચે દર્શાવીએ છીએ

૧ ॥ शिवमस्तु सर्वजगत परहितनिरता भवन्तु भूतगणा ।
दोषा प्रयांतु नाश सर्वत्र सुखीभवन्तु लोका ॥

અર્થ—જગતના સઘળા પ્રાણીઓનુ કલ્યાણ થાઓ સર્વ પ્રાણી પરોપકારમા આસક્ત હો જગતમાથી સઘળા રોગનો નાશ થાઓ અને સર્વ ઠેકાણે પ્રાણીઓ સુખી થાઓ આ શ્લોકના સાર્થકમાજ તે ગત્રી દિવસ પોતાના મનને પ્રવર્તાવે, પોતે તેવા આચરણ કરે બીજા કેવી રીતે તેવા આચરણો કરે, તેનુ ચિંતવન કરી પોતાને તેમના કલ્યાણનો જે માર્ગ દ્રષ્ટિગોચર થાય તેમા પ્રવૃત્તિ કરવાનો ઉપદેશ દે અને પોતાની અને પરની શુભ પ્રવૃત્તિમા અનોદ પામે આ શ્લોક માત્ર દિગ્દર્શન રૂપ છે એવા અનેક શ્લોકો મહોપકારી પૂર્વ પુરુષો દર્શાવી ગયા છે આવા પ્રકારની પ્રવૃત્તિમા જેનુ મન વચન અને કાયા પ્રવર્તમાન છે તેજ પ્રાણી સ્વપરનુ હિત કરવા સમર્થ થાય છે તેજ પ્રાણી પોતાના સદૃશ બીજાને જુવે છે અને તેથી તેજ आत्मवत् सर्वभूतेषु य पश्यति स पश्यति એ વચનને સાર્થક કરે છે

આ પ્રથમ ભાવનાનુ સ્વરૂપ કહ્યુ હવે બાકીની ભાવનાઓ તથા ગૃહસ્થના આચારનુ સ્વરૂપ આગાડીના બીજા ભાષણમા કહીશ ઇત્યલ

॥ ઇતિબીજુ વ્યાખ્યાન સમાપ્ત ॥

बृहत् शांति